# भतृहरी नाटकनां गायनो.

મોરબી આર્ય સુબોધ નાટક મંડળી માટે

રચનાર મરહુમ

## વાઘજી આશારામ ઓઝા.

પ્રસિદ્ધ કરનાર

## મુળજી આશારામ ઓઝા.

આવૃત્તિ ૧૨ મી.



સુરત.

'દેશી મીત્ર' એનજીન પ્રીંટીગ પ્રેસ.

સંવત ૧૯૬૨.                સને ૧૯૦૬.

કિંમત બે આના.

ની કૉપીરાઈટ-સંગ્રહ

# भतृहरी नाटकना गायनो.

## ઈશ્વર સ્તુતિ.

સુત્રધાર— ૧

મંગલ તમારૂં પ્રિય છે તમારૂં, તમારૂં વિશ્વપતિ નામ; મંગલ.
નાટક કળા નાથ કરી તવ પ્રેરી, ભજવવા હરિ આપો હામ; મં
પાત્રોની રચના કરો રસ દાયક, શુદ્ધ વાણી સુંદર શ્યામ; મં.
નિર્વિઘ્ન નાથ ઉતારો આરંભ, પ્રાર્થના કરૂં પૂર્ણ કામ; મં.

નટી— ૨

( માધુબન શ્યામ. ) એ રાહ.

દીધી બક્ષીશ નરને નારી ચમતકારી રે;
નારી ચમતકારી રે, સતી છે પ્રાણ પ્યારીરે—દીધી. ટેક.
કમલ નયની મુખ અમૃત ભાણી,
બાળા સંસાર પુરૂષનો દે સુધારી રે— દીધી.
જોરે કુસંગે કામની બગડી,
આ અવતાર ગયાજ જાણો હારી રે— દીધી.
જાણ ભાગ્યોદય હશે જ પુરૂષનો,
તેનું ઘરબાર શોભાવે સતી સારી રે— દીધી.

૩

ગઝલ

( સભાઓમાં ગવાતી ઢબની. )

મળે પુરૂષ છે ગુલામ;
ગાંડો પુરૂષ હામ.

આ ભ્રકુટીનો વિલાસ, આરે મંદ હાસ્ય;
મધુર વચન મંદ ગતિ, નાખે પુરૂષ પાસ.
રણને વિશે બાણુ કોટી, નર નિવારે શૂર;
આ કટાક્ષ બાણુ દાસી, પાડે યોધ પૂર.

૪

## ગજલ.

### ( ઉપરની ઢબની. )

બાઇ આપનું શરીર, તરૂણ વયનો બાગ;
યૈ વનમાં વેલી સર્વ, ફુલી છે અથાગ.
અંગછે સુવર્ણ રંગ, નેત્ર મોહ બાણુ;
કમલ મુખ ચંદ્ર પ્રભા શું કરૂં વખાણુ.
કામ દેવની પ્રિયા જે, નામ છે રતી;
તેહથી અધીક રૂપ, ધારે મુજ મતી.
ચાલ આપ ચાલો, ત્યારે હંસની ગતી;
આપ જેવી પ્રિયા દીસે, ભાગ્ય ભૂપતિ.

૫

પીંગલા— રાગ ( શીદ અકળાય બેની. )

સદા રહો પાસ પીયુ, સદા રહો પાસ;
નયનના વિલાસી મારા, સદા રહો પાસ;—ટેક.
સભા વિશે જાઓ પીયુ, મુકી આ અવાસ;
ખાન પાન તજી બેસું, રહી હું ઉદાસ;—સદા.
પુરૂષનો વેશ કરી, રહું હું હજૂર;
કહો તો એ કરૂં પણુ, રીતીથી દૂર;—સદા.
એક તન વિશે બેઉ, તન જો સમાય;

તુરત તે કરૂં સ્વામી, પણ એ ન થાય; —સદા.
ચંદ્રને ચકોર સંગ, દીપ ને પતંગ;
મયુરને ઘન સંગ, પ્રિતિતણો રંગ,—સદા;
હવે જો વિશેષ પીયુ, રે'શો હુંથી દૂર;
નકી પ્રાણ ત્યાગું મારો, જાણો નૃપ ઉર,—સદા.

૬

**ભર્તૃહરી**— રાગ સીયાનો કાનરો.

તારૂણી તુજથી નથીરે જુદાઇ, શશી વદની સુખ પામું હું આંહીં; તારૂણી. ટેક.

વદન મનોહર તારૂં લલીતા. સૌરભ અંગ જઘન સુખદાઇ, શશી વદની.

ભ્રકુટી વિક્રમ સ્મિત અતી વિભ્રમ, નિરખી પ્રિયા ભૂલું સરવેરે કાંઇ;—શશી વદની.

ત્રણસો સાઠ ત્યાગી તુજનેરે ચાહું; તુજ વણ મુજ ક્ષણ કલ્પ સમજાઇ; શશી વદની

૭

## સારંગ.

પીયુ કરના મોજ વિલાસ, બદન અલગ જબ કરત જુદાઇ
લાઈ, તન મન સબ દુખદાઇ.—પીયુ ટેક.
તુમ જબ જાત સભામેં છાંડકર, તલપ તલપ જીયજાત બિ-
રહસેં, પ્રેમ પીછાનો ચતુર નૃપ મેરે (૨) તુમ બીન નરવર મેં
હું સદા ઉદાસ;—પીયુ.

૮

## ધન્યાશ્રી.

એરી આવું છું પ્યારીરે, રાજ કચેરીમાં જઇ હમણા;

ઉર રહત તનુ રમ્ય, તનુ રમ્ય પ્રીય વિરહ દુસહ દુખ ઝપટ
વિકટ;—આવું છું.
પ્રેમ અપારજ જ્યારે તમારો, ત્યારે શું જાઓ છોડી;
ધર્માસનપર જઇને આવું, પ્રજા સુખ દુખ જાણી—આવું.
પૂરવ જનમની પ્રીત તમોથી, ખરૂં કહો છો સ્વામિ;
સ્થિતિ રાજની જવું જાણવા, શી છે ન્યાય ખામી—આવું.

૯

પીંગળા— ગીતિ.

સમ ખાઇને કહી દો, કયેં આવશો પાછા અહીં કંથ,
વિરહ વેદના થોડી, કરશો જાણો છો પ્રીતિ પંથ;
સ્મરણ ચરણનું ચિત્તમાં, રાખી બેસી રહું છું રે પ્યારા,
રટું નામ રાજાજી, જરૂર જાણજોરે ઇશ્વર મારા.

૧૦

એ તો એવાં બોલે છે ધરી ગુમાન,
મોઢે કરાવું હું ચાલો પ્રમાણ—ટેક.
કપટ જાળ પીંગળા છે એના પ્રાણ
પુરી તમોને રાખે છે આ સ્થાન—એ તો.
બહાર નવ આવવા દીએ ઘડી એક,
આવે તો થાય છે મોટી ખેંચ તાણ.
ચાલો કચેરીમાં મોઢે કરાવું,
હાલ ચાલ બોલે છે શુણ્યું કાનો કાન–એ તો.

૧૧

રૂષીઓ— રાગ.

( નાથ કૈસે ગજકો બંધ છોડાયો. એ રાગ. )

આરતી તારી ઉચરીએ, નિરંજન આરતી તારી
ઉચરીએ—ટેક.
સરવ વ્યાપક તુજ ચૈતન શક્તિ, વર્ણન શું તેનું કરીએ.
શુદ્ધ હૃદયથી જોરે આરાધીએ, તો ભવસાગર તરીએ;—ની.
યોગ યગન સમાધી ધરી ધ્યાને, લક્ષ વિશે નવ ઠરીએ,
અકળગતી પરાપાર પિતુ તારી, વાણીથી શુંરે વિસ્તરીએ;ની.
રચના યથાયોગ્ય આરે જગતની, મહીમા તારો ઉર ધરીએ,
હીન વચન પ્રભુ અલ્પ સ્વીકારો, કાગ્યે કથન શું કરીએ—ની.

**ભર્તૃહરી**—(સ્વગત.) ૧૨

## રાગ બરવાની ઠુમરી.

જનમ્યો જગમાં તે વૃથા જનમ્યો,
જેને કામશૃંગાર પીછાન નહીં. જનમ્યો.—ટેક.
મૃગનયની નિતંબ ન સ્પર્શ કર્યો,
કદી આયુષ સર્વ અસાર થઇ;—જનમ્યો.
જે સુખ નાર વિલાસ વિશે રહ્યું,
તે સુખ અન્ય. વિશેજ નહીં.—જનમ્યો.

૧૩

## રાગ ઝીંઝોટી.

પ્રિયાકા સમાગમ સબસેં હે પ્યારા, ટેક
રતીકે શ્રમસેં પરસ્વેત બિંદુ, માનો શોભત હે તારા;
ભારી નિતંબ પરી ઉર ઉપર અંગે ચંદનકી ગારા.—પ્રિયા.

**ભર્તૃહરી**— ૧૪

એક નારી જગતમાં પ્યારી, કમલ વદની પ્રિય
ચંપક વરણી.—નારી. ટેક.
કમર પાતળી ચરણ ઉપડતાં, સ્તનો ભારે લચકાતી;

કુમ કુમ કદમી ગૌર નવોઢા મન ગમની શ્રમ ખાતી. એક.
રૂમઝુમ ફરતી હસ્તી રંભા, અંગ મરોડ બતાવે,
રાજ મહેલને વિના એ પ્રેમદા, કહો કોણુ શોભાવે. એક.

૧૫

પીંગળા.

જા સખી તુ વેગે વેહેલી, લાવ અશ્વપાલ;
યાર વિના કામે વ્યાકુળ, થઇ છું હું બેહાલ
મોહ્યું એથી મન મારૂં, રાખું તેથી યારી;
જીવ જહાન એછે મારો, શુણુ સખી પ્યારી.

૧૬

મધુરવંતી.

અહહ બાઇ એક તર્ક, નથી ઘટિત આપ;
અતિ પવિત્ર આપ સ્વામી, શીદ ધરોછો પાપ.
નીચ સંગ યારી તેમાં, ફળ નથીરે સારૂં;
સુજ્ઞ થઇને શું કરો છો, કાર્ય આ નઠારૂં.

૧૭

પીંગળા.

મારી સાથે શું છે તારો, ધર્મ તું વિચાર
અશ્વશાળા સઘ શોધી, ખોળી લાવ યાર.
મૂર્ખ મોટો એછે પણુ, જાણે ભોગવિલાસ;
એના સમ સુખ કદી, મળે ન સ્વામી પાસ

૧૮

મધુરવંતી.

પવિત્રતાનો ધર્મ ત્યાગ. કાં કરોછો બાઇ;
દિલ દીધેલ સ્વામિ સાથે, ના રાખો જુદાઇ;

જો કદાપિ નૃપતિ જાણે, આવું દુષ્ટ કાજ;
કૂળ મારૂં ખોદી કાઢે, ભૂપ પુન્ય રાજ.

૧૯

## પીંગળા.

આમ વિચાર વિના શું બોલે, પ્રીત ધરી દાસી તુજને મેં રાખી--આમ.
કપટ તજીને ગુમ જણાવું; મદનની મોજ તુંને મેં ભાખી–પ્રી.
જોરે વિશેષ બોલી તો તુજને, કરીશ બેહાલ હું આરોપ નાંખી–પ્રી.

૨૦

## મધુરવંતી.

કોપ શીદ કરો છો બાઇ, આજ્ઞા શીર ચઢાવું;
પણ મૂર્ખથી યારી કરી, રહેશોરે પસ્તાવું.
ભર્તૃહરી દેશ પતિ, ગુણી વિદ્યાવંત;
તેવા પ્રાણનાથ તજી, આવી રાખો ખંત.

૨૧

## પીંગળા.

શુણુ સખી જાય છે તું, તેડવાને કાજ;
એમ નહીં આવે યાર, મૂર્ખ શિરતાજ.
ભોજનની લાલચે એ, આવશે સતાબ;
માટે એવું કહી એને, લાવ વગર દાબ.

૨૨

## મધુરવંતી.

એમાં કેહેવું નહીં પડેરે, બાઇ મુંને કાંઇ;
જુક્તિ સરવ જાણું સાચી, આપ નામ ગાઇ.
આટલો મેં વખત કાઢયો, આપ કેરી પાસ;
મારી એ પ્રતીતિ કેમ, રાખો નહીં ખાસ.

૨૩

## રાગ આશાગોડી.

કામ છે દુષ્ટ વિકારી, અહા ! પ્રભુ કામ છે દુષ્ટ વિકારી;
ઈંદ્ર સમાન પતિ અતિ સુંદર, અશ્વપાલથી છે યારી.—આહા.
ત્રણસો ત્યાગી એકજને ચાહે, તેના ચિત્તમાં છે જાર છીનાળી–આહા.
ધીક બાઇ તુજને ધીક તારી બુદ્ધિ, વિપરીત વાત વિચારી,–આ.

૨૪

રાખી રાણી મૃત્યુ માંયરે, ફળ, ખાવું શું મારે; (૨)
હુંરે ખાઉં તો પ્રિયા પાછળ, ઝુરી ઝુરી દિન જાયરે;—ફળ
એની પ્રિતિને રંગે જીવું છું, એના વિના ઘડી નવ જાયરે;—ફળ,
માટે આ આપું પ્રાણ પ્યારીને કરૂં અમર એની કાયરે;—ફળ.

૨૪

ભર્તૃહરી-- રાગ ઝીંઝોટી જંગલો.

(પનીયાં મેં કેસે તો ભરૂં, છોટી નણંદીયાં, એ ચાલ,
ફળ આ વિપ્રથી મળ્યું, પ્રિયા મોરીરે; ટેક.
પ્રાશન આતું કર પ્રિતેથી, દુખ તવ મૃત્યુનું ટળ્યું,—પ્રી૦
નર યા નારી આ ફળ ખાતાં અમરતા પામે એ ખરૂં–પ્રી૦

૨૬

પીંગલા-- રાગ નટ કેદાર.

પીયુ ફળજ સુંદરરે, પ્રાસન આપ કરો પીયુ મારા–પીયુ. ટેક.
આપ અમર થઇ તખતે બીરાજો, પ્રજાહિત પીયુ કરશો.
હુંશું નાર અમર શું થાઉં, અરજ મારી ઉર ધરશો.–પીયુ.

૨૭

ભર્તૃહરી-- રાગ ગોડી આશા.

લગની તુજથી લાગી, પ્રિયા મારી લગની તુજથી લાગી. ટેક.
તુને ચક્ષુથી દેખું ત્યાં સુધી, હુંરે જીવું બડભાગી;—પ્રીયા.

તારો વિયોગ થયે તુર્ત પામું, ખેદ હું થઇરે અભાગી.—પ્રી.
તે માટે તુજને અમર હું ચાહું, જા ન કદી મુને ત્યાગી.—પ્રી.

૨૮

પીંગલા—( રાજા ફળ આપીને જાય છે ત્યાર પછી સ્વગત. )

રાગ દેશ.

સાચો મારો છે, જે શોખી પુરો પ્યારો, તેને ફળ આતો દેશું—સાચો.
અમર થશે છેલ યારજ મારો, આપશે સુખને વિલાસ.—સાચો.
એને મળ્યા વણ દિન એક વીતે, ચિત્ત મારૂં થાયછે ઉદાસ—સાચો.

૨૯

ગજલ ( ઇંદ્રસભાની ઢબની )

( તુમને મેરી લાસકી મટ્ટી ખરાબકી. એ ચાલ. )

એશું બોલો છો ! વિવેકી ભ્રાતા ભરથરી ?
એ શું વદો છો વડીલ, જીભથી કરી !
એ શું કહો છો માતુ, પીંગલાનારે પ્રભુ !
મુજ વિશે આવી બુદ્ધિ આરાધો શંભુ !
સમુદ્રે મર્યાદા ભ્રાત, હજુ મૂકી નથી;
અગનિની શિખારે ભ્રાત, અધો ગઇ નથી;
સૂર્ય માહે અંધકાર, હજુ થયો નથી;
સિંહણ સુત તૃણ ખાવાને, હજુ ગયો નથી;
હંસની ગતીરે, કાગવત્ થઇ નથી;
સંત ચિત્તમાંથી દયા, હજુ ગઇ નથી;
પશ્ચિમ હજુ સૂર્ય ઉદય, થવું નથી થયું !
કાષ્ટ ટેક તોડી જળમાં, નથી ડુબી ગયું !

માતુનો વાત્સલ્ય પ્રેમ, નથી હજુ ઘટયો;
આપનો વિચાર આવો, ક્યાંથીરે થયો. !

૩૦

## લાવણી

(અધળીચ મોબત તોડી બે દરદી દીવાના. એ ચાલ.)

ભરથરી ભ્રાતા વિચારીને તમે, કરો હું ઉપર કોપ.
વણુ અપરાધે, (૨) તમે વદો વચન આરોપ,—ભરથરી. ટેક૦
છો શીર છત્ર, (૨) નવ લોપું નીતિ ધર્મ;
બંધુ પત્ની મમ માત છે, કેમ કરૂં અવિહિતજ કર્મ.—ભરથરી
કટુ વચન બાણુ, (૨) શીરપર મુકોમાં કાપ;
આગળ વાત વીચારતાં, બાઇ પામશો પશ્ચાતાપ—ભરથરી
પાંડવમાં ધર્મ, (૨) લક્ષમણુને જેમ રઘુવીર;
કનક ભક્તિ તેમ મ્હારી, નવ જાણો બંધુ કથીર.—ભરથરી.
ગણું આપ સેવા, (૨) મુક્તિ દાતા મનમાંય;
બ્રહ્મરસ ભોગી ભ્રષ્ટ થઇ, કયમ તુચ્છ વિષયને ધાય.—ભરથરી.

વિક્રમ— ૩૧

શુણુ સ્ત્રી જીત ભરથરી ભૂપ ઉજેની તારીમાં ન રહુંરે
રાખ ચતુરાઇ રહે હવે ચૂપ.—ઉજેની.
હવે માળવાનું અન્ન નહીં ખાઉં.—ઉજેની.
વેગે અરણ્યમાં ચાલ્યો હુંતો જાઉં.—ઉજેની.
ધિક ધિક લપટાણો મતિ મંદ—ઉજેની.
ફટ ફટ સમજ્યો ન નારી ફંદ.—ઉજેની.
ફસ્યો પીંગળાના પાપી પંઝામાંય.—ઉજેની.
વાગે ત્યારે સંભારજે તેના ઘાય.—ઉજેની.

ચાલ્યો જાણે સાચો ક્ષત્રી ખરી હામ.—ઉજેની.
તારી ઉજેનીમાં રહેવું હરામ.—ઉજેની.

૩૨

રાખને હવે મૂક શેખી. જાણું છું તારૂં.
જાણું છું હું તારાં કામ, ઘર બર્યું છે લઇ ઇનામ.
તું તો ખાઇ બધું હરામ, એનું નથી મારૂં.—રાખને
હું તો લઉં છું લેર કરાવી, તેથી બાઇને મન ભાવી;
જો જે મૂકું તને કલાવી. કરૂં દિલ ધાર્યું.—રાખને.

૩૩

રાંડ બોલ મુખ બોલ વિચારી, ધીક તેં તો શીખવી છે જારી.
તારૂં ભૂડું થાશે ભારી, તારી ખુવારી તો થાવી:
રાજ રાણીને બુલાવી.—રાંડ બોલ.
રાંડ તેં તો આદર્યું થાઉં જ અહીં નીચ કામ,
ઠામ ઠામ અનીતિ તમામ, લુણ હરામ બોળ્યું નામ;
ભાગી જા તું કાળું મુખ સંતાડને ધીક નઠારી; રાંડ બોલ.

૩૪

અમરફળ મળ્યું, તેનું શું દિલે ધર્યું;
મારે ખાવું કે ન ખાવું હા.
વસ્તુ કિમતી ઘણી છે આ,
એમાં વિચાર. કરો લગાર, ખાઓ ન પાધરૂં,—તેનું.
આ બને છું ગણીકા નારજુ.
ફળ ખાઇ સદા તેવી રહું.
કોઇને દઇએ દ્રવ્ય લઇએ, એ ખરેખરૂં;—તેનું.

ત્યારે એવો એક ભૂપતિ ભરથરી છે ઉજેનીપતિ;
એજ ભૂપ છે અનૂપ, જાઇ તેને ધરૂં; ચાલો
જઇ તેને ધરૂં.—આ.

૩૫

દિલથી તમ નોકરી કરીએ બાઇ, બાઇ હો હુંથી સૌ સચવાએ,
બધી ખિજમત આપની જળવાએ,
સારૂંજ નજરે ન જોઊં કાંઇ—દીલથી.
ઘણો અનર્થ હવે તો થાયે, નિરદોષી પણ માર્યાં જાયે;
શીદ રૂકસત આપોછો ચાહ.—દીલથી.

૩૬

રાખો રાખો તરછોડો, શું આ વાર;
આગળ ફળ જોજો આનાંરે.
આવી ચાલમાં જોશોરે, શું છે સાર;—આગળ.
ધીક જોબન જોરમાં, ભૂલ્યાં ભાન;—આગળ.
નીચ નરને કર્યો છે, દિલ જાન;—આગળ.
રાજ હંસણી થઇને શોધ્યો કાગ;—આગળ.
કૂળ ઉપર લગાડયો કાળો ડાગ;—આગળ.
માળવાના માહારાજ પરમાર;—આગળ.
તેનાં રાણી ઠાણીયાથી રમો જાર,—આગળ.
સોંપી લંપટના હાથમાં લગામ;—આગળ.
ધીક ધીક બુદ્ધિ બગડી તમામ;—આગળ.
હવે નવ રહું ઘડી આણે ઠામ;—આગળ.
આવી નોકરી છે આજથી હરામ;—આગળ.

૩૭

વિનતી શુણતા જાઓ સ્વામિ, કહું છું તમને શીશ નામી;
કૂડું જ કીધું થઇ મેં કામી, પ્યારા સ્વામિરે.

ફિટકારી જાઓ હું તું પાપી, જાઓને મારૂં માથું કાપી;
આગ અંગ માંહે વ્યાપી.—પ્યારા.
સોબત માઠી સંકટ પડયાં, સુખ લલાટેથી ખડયાં;
પાપ પુરવનાંરે નડયાં,—પ્યારા.
હાય મુજને મૂકી ગયા, શું સહાય અળગા થયા;
કોઇ દિ નહીં એ લાવે દયા.—પ્યારા.

૩૮

ભર્તૃહરી— રાગ કલીંગડો.

સ્રીયકુ મનવા ધીક ધીક હે,
મેરે બડી ઉસીકે મન ઠીક હે. સ્રીય. ટેક.
જીને સંગ મેં રાત દિનોંકું,
લપટ રહ્યા સો અલીક હે. સ્રીય.
રાજ તજી અબ શિવકું રટનાં,
એહી તરન ભવ શીખ હે. સ્રીય.

ભર્તૃહરી— ૩૯

(નારાયણ નરસિંહ નરોતમ, પુરૂષોતમકો ધ્યાન ધરોરે) એ રાગ.
જે ચપળાને ચીતવું નિશદિન, તે મુજથી બેદીલ રહેરે—જે.
ભલે ભામની જાણો સાચી, નથી થવી એ સાચી રે.
કોડ ઉપાયે કરો યત્ન પણ કામ પ્રગટતાં કાચી રે.—જે.
એકજ કામની ઇચ્છા એને, એકજ સુખની પ્યાસીરે.
ઝેર હૃદયમાં મુખમાં અમ્રત, જણાશે જુઓ તપાસીરે.—જે.

૪૦

ભર્તૃહરી— ગજલ.

અયે કમજાત પીંગલા તેને, બહોત દગા દીયા.
ભાઇ જેસા ભાઇ મેને, દેશ નિકાલ કીયા. અયે કમજાત.

તેરેપર ઇતબાર રખા, તેં બુરા કીયા.
જન્મ મેરા આજ તં, ખરાબ કર દીયા. અયે કમજાત.
નિર્દોષ મેરા બંધુ, માલવ દેશસે ગયા.
નઠોર કઠોર નારી જાત, દીલમેં નહીં દયા. અયે કમજાત.

૪૧

સુતવિત નારી ભવન પરિવારા,
હોહી જાઈ જગ બારહીં બારા,
અસ બિચારી જીય જાગહુ તાતા,
મિલહુ ન જગત સહોદર ભ્રાતા,
યથા પંખ બિનુ ખગ અતિ દીના,
મણી બિનુ ફણી કરીવર કર હીના,
અસ મમ જીવન બંધુ બિનુ તોહી
જો જડ દૈવ જીયાવે મોહી,
જઇ હોં અવધ કવન મુખ લાઇ,
નારી હેતુ પ્રિય બંધુ ગઁવાઇ.

૪૨

## રાગ ઝીંઝોટી.

છોડદે અભીમાન માન અબતો મનવા મેરા! છોડી. ટેક.
રાજપાટ સબ જૂઠે જાનો, ક્યું તુંમ હોત હેરાન,
નારી પ્યારી નહીં હે તેરી, મત કરનાં ગુમાન; માન—અ.
જૂઠી પ્રીત જગતકી દેખી, મત ભૂલે નાદાન;
બાહીર રંગ રૂપકું દેખી, મત હોનાં ગુલતાન; તાન—અ.
ચલ જંગલમેં ભેખ ધરેંગે, તજી જગત તોફાન;
જગત સ્વપનસે જાગ્રત હોજા, ગુરૂસે લેનાં જ્ઞાન. જ્ઞાન.—અ.

પ્રધાન— ૪૩

રાજા ક્યાં જાઓછો, અમને મૂકીને;

આમ એકા એક ઉદાસ થઇને,
ભેખની વાત શું મુખે ભણો છો.
મનમાં, ક્ષણમાં, રણમાં, વનમાં,
ઉપજાવો ત્રાસ પ્રીતિ ચૂકીને. રાજા.
અરે શું થાશે, અમો પ્રજાનું,
ઝુરીને મરશે, કફની ધરો છો;
ઉરમાં, પુરમાં, શોકના, થોકમાં,
અંધ થશે સૌ આંસુ સૂકીને. રાજા.

ભર્તૃહરી— ૪૪

હમ જાતે જંગલ કે બીચ, જુઠી હૈ રાજકી જંજાલ; ટેક.
સાધન અપના છોડ કે ઇશ્વર, મત હોનાં એ હાલ;
હે લખલાનત ઓરતકું મત ગુમાના ઉસસે કાલ, હમ.
બેહતર હે સ્ત્રી દીલસે, કબી હોવે ઝેરી બ્યાલ;
અબ રાજ હમ નાંહી કરે, તું રાજ અબ સંભાલ. હમ.

૪૫

તુમ ચલે કફની પેહેરકે, હમકું કીયા કીસકે હવાલે;
તુમ ચલોગે ઇસ બાજુપેં, હમ પીવેં બીખકે પ્યાલે.
રાજા મત કરના એસા, તેરા પ્યાર દિલું સાલે; તુમ.
તુજ બિના યેહ પ્રજા સબ, હોતહી બેહાલે.
રૂદન કરતી તુંજ પ્રિયા. મત ગલે કફની ડાલે; તુંમ.
એ હાલ કરકે સબકું પ્યારા, અબ ભેખ ના લે,
એસેં ચલકે ઇહાંસે, કયું ગલેમેં તોક ડાલે; તુમ.

પીંગલા— ૪૬

અરર સ્વામિરે શું હવે કરૂં, અતિ નિષિદ્ધ મેં કર્મ આચર્યું;
શિંગળ ભંગમાં, પાપ ના ગણ્યું, સુખ અખુટ મેં આપનું હણ્યું.
દિયર વિક્રમા, નિર્મળા મતિ, તુંજ વિષે થઇ, દુષ્ટ હું અતી;
મન ગમ્યાં સદા, ભોગવ્યાં સુખો, કયમ સહ્યાં હશે રાનનાં દુખો.

સુરજ આથમ્યો, માળવા તણો, ઉચરતા બધે, ત્યારે જનો;
ચઇ ઉજ્જેનિરે; તું અનાથરે, કકળતો રહ્યો, સર્વ સાથરે.
કમળ મુખને, શ્યામ મેં કરી, કુળ લજાવીયું, ના ગઇ મરી;
રૂપ બળો અરે, શું કરૂં હવે, કુરૂપતો થયું કામને દવે;
દવ ઉઠી મને, બાળ નાંખ તું, જનુની પૃથ્વીરે, વા સમાવ તું
અરરર શું કરૂં, કયાં જઇ પડું, મરણુ સહાય થા આવી ઢૂકડું.

૪૭

ભાવિ થાનારૂં તે થયું, હવે શોક ના કરો તમે બાઇરે મારાં. ટેક.
જોબન જોરે તો ભૂલ્યાં, નેત્ર તે સમે ન ખુલ્યાં;
કામાંધ થઇને ડુલ્યાં, દુભ્યા ભરથાર પ્યારા; તમે.
મિથ્યા ન થાએ કીધું, ઝેર ઉપાડીને પીધું,
સાચા સ્વામિને દુઃખ દીધું, ભર્યાં પાપના ભારા, તમે.
શોક બાઇરે ત્યાગો, હરિ ધ્યાન માંહી લાગો,
હવે પાપ માફી માગો, કીધાં કર્મ જે કાળાં; તમે.

૪૮

**પીંગલા**—સૌમિત્ર શોચનો ત્યાગ કરો હવેરે. (એ રાગ)

શૃંગારમાં ડુબાવીતિ, તમેજ મને;
પીયુને તજાવનાર વેરી, અલંકાર,—શૃંગાર એ ટેક.
હીરા મોતી જડીત્ર કંકણુ દૂર જાઓ:
પોખરાજ રત્નહાર અદ્રશ્યજ થાઓ. પીયુને.
જરિયન સાડી ચુડામણી બળી જાઓ,
રૂપ દેહીનું બળીને ખાખવત થાઓ, પીયુને.
અરે કાંપ મૂક્યો મુજ હૃદયમાં કાપ,
અરે બાજુબંધ ઉપજાવ્યો તમે તાપ: પીયુને.
શ્વેત વસ્ત્ર સાડી દાસી લાવે તું આ વાર,
પ્રભુને શરણુ થવું ઉતારી શૃંગાર; પીયુને.

શીયળ ભંગના પાપ થકી મુને ઇશ;
મુક્ત કરશે દીનાનાથ અરપું એને શીશ; પીયુને.

૪૯

જોગીઓ-- લાવણી

ધરો નિરંજન ધ્યાન, નાથ તુમ ધરો નિરંજન ધ્યાન; ટેક.
સદા તુમ ભણો ભેખકે જ્ઞાન, રટો તુમ ગુરૂ મછંદર નામ;-નાથ.
ફૂકડ તુમ કરો બુટીયાં પાન, સમાધી સુખકી લે નીસાન;-નાથ.

૫૦

ભર્તૃહરિ-- લાવણી

( સુકરીત કરના હોય સો કરલે કો જાણે કલકી એ ચાલ. ).

દેખા નહીં કછુ સાર જગતમેં દેખા નહીં કછુ સાર;
મોહ બીશે મત લપટો યારો, દેખા નહી કછુ સાર. ટેક.
ચૌદ ચોકડી રાજ માલે, પન ત્રશ્નાકા નહીં પાર.
ભોગ ભોગતે ઇંદ્ર અપસરા તૃપ્તી નહિ લગાર,
તૃપ્તી નહીં લગાર.--જગતમેં.
જુઠા રંગ રૂપમેં ભૂલી, ક્રીડા કરત ગમાર;
રૂપ વીર્ય બલ નાશ હુવા તબ, નહીં હે અપની નાર
નહીં હે અપની નાર;—જગતમેં.
પ્યારી મેરી જાની પીંગળા, ડુબ રહા એક તાર;
તોભી કીયા કૃતઘ્ની રાની, અશ્વપાલકું યાર;
અશ્વપાલકું યાર;—જગતમેં
અલ્પ બખતકા એહી તમાશા, દુખહે અપરંપાર
બેશક ઇસકા, ત્યાગ કરો તુંમ, ફેર પસતાના યાર;
ફેર પસતાના યાર;—જગતમેં
એહી ભરથરી નાર ભરૂંસે, ભૂલિ હુવા ખુવાર;
એહી ભેખસેં જગત શીખ દઊં, નવ ડુબો સંસાર;
નવ ડુબો સંસાર;---જગતમેં.

૫૧

## રાગ મરશીયા.

( હાય વોયરે પાનીમે ગમકા મચાયા, એ રાહ. )

હાય, કેમ આ સહેશે ઉજેની રંડાપો, સહેશે ઉજેની રંડાપો;
ઘણી થઇછે રાજાજી માફ રાખો. ટેક.
બાણું લક્ષ માળવાના છો સ્વામી, કામ કોડીલા રૂપે ન ખામી;
ગૌર અંગે ભભૂત શી જામીરે, હાય કેમ આ સહેશે ઉ૦ ૧
એક બાજુ ક્ક્ષા તમારી રૂએ, ચંદ્રકળા ચોધારાં નીર ચૂએ;
બાપુ સુખે ન આજ કોઇ સૂવેરે, હાય કેમ આ સહેશે ઉ૦ ૨
મેહેલ મેહેલે વિલાપ છાયો છે, પવન શોકનો સઘળે વાયો છે;
કળકળતાં બાઇઓને ભાઇઓ છેરે, હાય કેમ આ સહેશે ઉ૦ ૩
ખાંધે લટકીશી ભગવી આ ઝોળી, આવ્યા વસ્ત્ર કયાં ગેરૂ ઝબોળી;
હા! હઇડામાં પ્રગટાવી હોળીરે, હાય કેમ આ સહેશે ઉ૦ ૪
નથી વિક્રમબાની કંઇ આશા, કીધા કરમે એવારે તમાશા;
એણે બીજાં જંગલ કયાંઇ વાસ્યાંરે, હાય કેમ આ સહેશે ઉ૦ ૫
ધણી નોધારાં અમને કરો માં, આવું અણુધાર્યું પગલું ભરો માં;
જોગી જીવતાં ચિત્તામાં ધરોમાં રે, હાય કેમ આ સહેશે ઉ૦ ૬

૫૨

## રાગ ભોપાલી કલ્યાણ.

અલેક જગાકે દ્વારે ખડો જોગી. ટેક.
એ સ્વામીન બીન અન્ય ન કોઉ, આયો માગન મમ ભોગી. અલેક.

૫૩

## પીંગલા-- સોરઠની ગજલ.

પીયા દીનનાર પરે બડા, એસા જુલ્મ કયું પલમેં કરદીયા. ટેક.
જો બદનકે રક્ષન લાખથે, વો બદન પરી અબ ખાખહે;
બસ ચશ્મસે મેં કેસે દેખું, ચશ્મ આપને તો ફુટાદીયા,—પી.
ઇહ કફની ધારન દેખકે, મુઝે જલ્લત આતસ દીલમેં;
બેહાલ હોતી હું દેખકે, તુમને ભેખ ધારન કયું કીયા.—પી.

૫૪

## રાગ ભરથરીનો.

(જનુંની જીવોરે ગોપીચંદની એ રાગ.)

ધીક યુવા ધીક મુજને, ધીક કામ વિકારજી;
જેણેરે ભુલાવી મુને સત્યથી કર્યા નીચ વિચારજી;
ભેખરે ઉતારો રાજા ભરથરી.

ક્ષમા કરોરે રાજા રંકધું, નારી અજ્ઞાન જાતજી;
અન્ય વખત આવું નહીં કરૂં, લાજ્યાં માતને તાતજી;
ભેખરે ઉતારો રાજા ભરથરી.

ભર્તૃહરી— ૫૫

કપટ રૂપી રાણી પીંગલા, એશું બોલે વચનજી;
રાજરે તજ્યું તુજ કારણે, જો વિચારીને મનજી;
ભિક્ષા દેને મૈયા પીંગલા,
તુંરે ખોટી ખોટું રાજ છે, ખોટો સારો સંસારજી,
અલખ જગાવું વને એકલો, જેથી પામું ઉધારજી;
ભિક્ષા દેને મૈયા પીંગલા.

પીંગલા-- ૫૬

રહોરે રાજા રસોઇ કરૂં, જમતા જાઓ સ્વામીનાથજી,
ક્ષીરરે નીપજાવું ક્ષણ એકમાં, જમીએ આપણ સાથજી;
ભેખરે ઉતારો રાજા ભરથરી.
મઢીરે કરાવું રંગ મોહલમાં, રાખું ગુપ્ત અવાસજી;
જેમરે જાણે નહીં જગતમાં, સાધો જોગ રહી પાસજી;
ભેખરે ઉતારો રાજા ભરથરી.

ભર્તૃહરી-- ૫૭

મેહેલરે તારાને રાણી શું કરૂં, કેવો ગુપ્ત અવાસજી,
ક્ષીરરે ભોજન તારૂં રાણી શું કરૂં, નથી ભોગની આસજી;
ભિક્ષા દેને મૈયા પીંગલા.

વાસી જંગલના જોગી અમે, નહીં ગ્રામમાં વાસજી,
વિષની વેલીથી અળગો રહું, નહીં નારીનો પાસજી;
ભિક્ષા દેને મૈયા પીંગલા.

**પીંગલા--** ૫૮

ભગવાં જોઇ રાજા ભરથરી, દાવાનળ દીલ થાયજી;
માઇ કહો ન મારા કંથજી, લાગે દેહમાં લાયજી;
ભેખરે ઉતારો રાજા ભરથરી.

**ભર્તૃહરી--** ૫૯

વધુરે શું વદું રાણી પીંગલા, કરૂં અરે કેટલો ઉચારજી;
બંધુ જેવોરે બંધુ તજ્યો, માર્યા વચનનો મારજી;
હવેરે રાજને રાણી હું શું કરૂં.

**પીંગલા--** ૬૦

વાંકીરે લીધ'તા મુંને ભુલવી, લખીયા લેખ તેં લલાટજી;
આનુંરે પ્રાયશ્ચિત હવે હું શું કરૂં, મારગ આપો પૃથ્વી માતજી;
ભેખરે ઉતારો રાજા ભરથરી.
ત્રણુંસો નારીરે અન્ય આપની, માળવપતિ મહારાજજી;
એકને કારણે એને નવ તજો, પાપી પીંગલાને કાજજી;
ભેખરે ઉતારો રાજા ભરથરી.

**ભર્તૃહરી--** ૬૧

મોહ છોડી દે રાણી પીંગલા, પ્રીતે કરી સતસંગજી;
સગુંરે નથીરે કોઇ કોઇનું, આ સંસાર પતંગજી;
ભિક્ષા દેને મૈયા પીંગલા.
દેતી હુંતો ભિક્ષા દે મુને, નહીંકર કરૂં ગ્રહ ત્યાગજી;
ગુરૂજી મારારે રોષે થશે, ચાલી જાય જમાતજી.
ભિક્ષા દેને મૈયા પીંગલા.

૬૨

**રાગણી ચંદ્રકળા--ઇંદ્રસભાની ગજલ.**

(જફાવો સીતમકું સજાવારહું; એ રાગ )
રાજાજી જંગલમાં ભલે તમે જાઓ;
પ્રથમ અમને મારીને, સુખીઆરે થાઓ;
લીધો જોગી વેશ, સંજોગ મલ્લ દેલ
એકાએક અમને, શાને દીધો છેહ;
શું છે અપરાધ, અમારો કહો;
વિનારે સબબ, પ્યારા દીલને દહો;
ગલે નાખું હાથ, જોગી પ્રાણનાથ;
અમો છું પતિવ્રતા, તમારી સંગાથ:
નહીં બેશી રહીશું, ચાલીશું સંગ;
જીવતર અમારૂં શાને કરોછો ભંગ;

૬૩

**ભર્તૃહરી-- છંદ માલીની.**

નથી નથી અપરાધી, આઇ તું નિર્પરાધી;
શિવ શિવ દુખી થા માં, મોહ વૃત્તિજ બાંધી.
તજ તજ મુજ આશા, કંથ કેમાં ઉચારી;
નથી પતિ અહિં તારો, જોગી લે તું વિચારી.
નકટ અધમ નારી, જાતને માર જૂતિ;
અલખ ધુન લગાવું, અંગધારી વિભૂતિ,
જગત સુખની જૂઠી, છેક છોડી ઉપાધી;
પર્વત વન ગુફામાં, સુખ લેશું સમાધી.

કમલાક્ષી-- ૬૪

( મેંદી મલક મેરા દુર કેસી તે મીજાદાયા. એ રાગ. )

અહો પીવુ મારા, થાઓ ન ન્યારા જંગલમાં જઇ. ટેક.
જાઓ નરેશ, વિધવા વેશ, આ વયમાં દઇ.-અહો.
દીધો તો કોલ, આવું છું મોલ, હમણાં હું પ્રીયા.
જોગી સ્વરૂપ, ધારીને ભૂપ, આવ્યા છો અહિંયાં.-અહો.
શીદ સંતાપો, કાળજું કાપો, પ્રીત ગયા ભૂલી.
શૃંગાર છાંડું, તપસ્યા માંડું, ઝુરી ઝુરી મરૂં ડુલી.-અહો.

૬૫

કૃશ્નાકુમારી-- રાગ.

( જફાવો સીતમકુ સજાવારકું એ રાહ )

પિતાજી આ કોપ તમે શો કર્યો,
જોગી વેશ બાપુ, શીદને ધર્યો;
મરી ગઇ છે માત, વળી જાઓ તાત,
પિતા ઓથ કોની છે, ઓરમાન માત;
ન બાપી કરી બાપુ, જાશો નહીં,
પિતા પાછળ નહીં જીવું હું તો સહી;

૬૬

રાગ ભેરવી.

શુણો મારા પ્યારા પિતા, હું છું દીન પુત્રી તમારી ટેક.
પ્યાર તજીને ભગવાંરે કીધાં, કોણ લાડે કોડે હો,
વરાવશે હું છું કુંવારી, શુણો મારા પ્યારા પિતા.
અરજ પુત્રીની ઉરમાં ધરો, શીરછત્ર શું જોઇ સંચરો;
વનમાં વિસારી—શુણો મારા પ્યારા પીતા.

સમાપ્ત.

# જાહેર ખબર.

નીચેનાં પુસ્તકો મોરબી નાટક કંપનીનો જ્યાં મુકામ હોય ત્યાંથી. મોરબી તળપદમાંથી તથા જે જે શહેરમાં અમારા આડતીયાં બુકસેલરો છે, તેમની પાસેથી. રોકડી કિમ્મત મોકલી, અગર વેલ્યુપેબલ પાર્સલથી મંગાવી લેવાં.

| | રૂ. આ. પા. |
|---|---|
| ભર્તૃહરી નાટક મોટું... ... ... | ૧—૦—૦ |
| સદર ગાયન. ... ... ... | ૦—૨—૦ |
| ચાંપરાજ નાટક મોટું... ... ... | ૧—૦—૦ |
| સદર ગાયન ... ... ... | ૦—૨—૦ |
| રાજસિંહ નાટક મોટું. ... ... | ૧—૦—૦ |
| સદર ગાયન ... ... ... | ૦—૨—૦ |
| રાણકદેવી નાટક મોટું... ... ... | ૧—૦—૦ |
| સદર ગાયન ... ... ... | ૦—૨—૦ |
| ત્રિયારાજ નાટક મોટું... ... ... | ૧—૦—૦ |
| સદર ગાયન... ... ... ... | ૦—૨—૦ |
| ત્રિવિક્રમ નાટક મોટું. ... ... | ૧—૦—૦ |
| સદર ગાયન ... ... ... | ૦—૨—૦ |
| જગદેવ પરમાર ગાયન. ... ... | ૦—૨—૦ |
| ચંદ્રહાસ મોટું. ... ... ... | ૧—૦—૦ |
| સદર ગાયન ... ... ... | ૦—૨—૦ |
| પૃથુરાજ ગાયન ... ... ... | ૦—૨—૦ |
| સીતાસ્વયંવર ગાયન... ... ... | ૦—૨—૦ |
| ઉષાહરણ ગાયન ... ... ... | ૦—૨—૦ |
| કેસરીસિંહ પરમારનાં ગાયન... ... | ૦—૨—[illegible] |
| વીરબાળાનાં ગાયન... ... ... | ૦—૨—૦ |
| દેવયાનીનાં ગાયન ... ... ... | ૦—૨—૦ |
| રાજતરંગ નાટકનાં ગાયન ... ... | ૦—૨—૦ |
| ત્રિપુર વિજયનાં ગાયન. ... ... | ૦—૨—૦ |
| [illegible] નાટકનાં ગાયન ... ... | ૦—૨—૦ |
| [illegible]ના ગાયન... ... ... | ૦—૨—૦ |
| મદાલસા નાટકનાં ગાયન ... ... | ૦—૨—૦ |

મુળજી આશારામ ઓઝા.